श्री

# संगीत लिलावती नाटक.

[ વેશ્યા વ્યસન નિષેધક. ]

અમદાવાદ આર્ય વિજયવાંછિત નાટક કંપનીને માટે.

ઘણુંજ સરસ રાગોમાં રચનાર.

**શા. નાનાલાલ મગનલાલ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા. પ્રેમચંદ વીરચંદ.**

## અમદાવાદ.

સ્વદેશભક્ત પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.



**કીમત ત્રણ આના.**

૪૨૯૦

# સંગીત લીલાવતી નાટક.

## ॥ સ્તુતિ ॥

### રાગ કલ્યાણ.

શ્રી શંખેશ્વરા, પ્રભુ! પાર્શ્વ જીનવરા;
તું નિવારે જૈનીઓની ન્હવણથી જરા.—  ( એ ટેક. )
પ્રભૂ અમો પર મ્હેર કરીને, સહાય થજો કીરતાર;
વંદુ પદ અરવિંદ વિનયથી, સુખ દુઃખના હરનાર.—શ્રી૦
જંબુદ્વિપના ભરતક્ષેત્રમાં, કળા કૌશલ્ય અપાર;
ભરી રહેલી નગરી કૌશામ્બી, વિધ વિધ જ્યાં વે'પાર—શ્રી૦
નગરશેઠજી વસે **સદાફળ**, સગા સબંધ પરિવાર;
તસ સુત **સુમતીવિલાસ** તણી, અજબ **લીલાવતી** નાર.
બની આહેરણી કામળ ઓઢી, દુઃખ સહ્યું બહુ અંગ;
કળા કેળવી કાહાડી લાવી, ગણિકા ઘરથી કંથ.—શ્રી૦
સુખ ભોગવી સંસારમાંહી, લીધો સંજમ સાજ;
થયાં દેવતાં તેહ તણું હુ, ભજવું નાટક આજ.

### ગીતિ.

આજે **નાના કૃત** હું, **સંગીત લીલાવતી નાટક** ભજવું;
શ્રવણ કરી તે પ્રીતે, શ્રોતા સૌએ **શીયળ** વ્યસન સજવું.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સુમતીવિલાસનું દિવાનખાનું.

**પાત્ર**—સુમતીવિલાસ, સ્વાર્થીલાલ.

( ખુશ રહો સનમજા–એ રાગ )

સ્વારથીલાલ—કેમ મિત્ર તાલમેલ થઈ જવા કંઈ ધારો,
જોઈ ભભકો ભારી ભડકું શેઠ તમારો;
સુમતીવિલાસ—અહો! પધાર્યા આપ ખુશી થયો વ્હાલા,
હું જોતો તો તમ વાટ ક્યારની લાલા.
ઘોડા ગાડીની રોજ મોજ હું મારૂં,
પણ જવું ચાલતા આજ લાલ હું ધારૂં,
સ્વારથીલાલ—કહો જાશું પેહેલા ક્યાંજ મિત્ર મુજ પ્યારા;
પ્રગટ કરોને આજ વિચાર તમારા-
સુમતીવિલાસ—આજે જઈશું આપણે રાજમાર્ગે થઈ બાગે;
પછી જતાં જતાં જ્યાં ગયા ખરા ત્યાં આગે.
સ્વારથીલાલ—મારી પણ મરજી આજ બાગ જાવાની,
ગુલાબ મોગરા તણી લ્હેર ખાવાની;
ઉભા રહોને ઝટ આવું ઘેર જઇ મ્હારે,
લઈ લાકડી લાલા ટોપી પ્હેરૂં હું ભારે.
સુમતીવિલાસ—નવ જાશો ચાલો વખત થયો છે ભાઈ,
નથી જોવા આવતો ત્યાંજ તુજ વેવાઇ;
તમે છોડો સઘળા ઢોંગ શેઠજી ચાલો,
સ્વારથીલાલ—હું આવું જ્યારે ટોપી આપની આલો.
સુમતીવિલાસ—લે લે ભાઈ થાક્યો આજ હું તારાથી,

63५८



સ્વારથીલાલ—શું અટક્યું તમારે રહ્યું શેઠ મારાથી;
ભોગ લાગ્યા ભાઈ આવ્યા ઘેર તમારા,
સુમતીવિલાશ—ચાલો રીસાઓ શું શેઠજી સમજે મારા.

—:o:—

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—કામસેનાનું ઘર.

**પાત્ર**—કામસેના, દાશી, પછીથી સુમતીવિલાસ-સ્વાર્થીલાલ.

[જાઈએ કુરબાન ઉસ્કે જાઇએ—એ રાગ.]

કામસેના—દાશી પુરૂષ જોયો મેં, રસીક દિલદાર;
પ્યાર લાયક એહ છે, ખરો એનો પ્યાર.
ચંદ્રસમ વદન તેનું, રૂપ કામદેવ,
હાર પામું તેથી હું, સૌંદર્યમાં હાર.—દાશી૦
કામ વાપ્યો વપુએ, જોયો જેણી વાર,
લાચાર કરે મુનેરે, કરે એ લાચાર.—દાશી૦
પ્રેમ બાંધું સંગ એની, નહીં તો મરૂં;
હાર છે એ ખરો મારો, હૈયાનો છે હાર. દાશી૦

**દાશી— ગીતી.**

એને ઓળખું બાળા, જાત વણિક સુખ તને શું આપે;
અધિક એથી રૂપાળા, રાજકુમારો રાણી કરી થાપે.

**કામસેના— રાગ શોરઠની ગજલ.**

[કેમ ખોલું પ્રીતમ ઘુંઘટો-એ રાગ.]

નહીં ચેન માહરા દીલને, રેહેવાથી આ રંગમેહેલમાં;
નથી સુખ મારા શરીરને સુતા બેઠાથી સુખ સેજમાં-નહીં૦
સુના પડયા છે આ કોચ ખુરશી, સુનો દિસે આ અવાસરે;
પ્યારા પ્રીતમ પ્રાણનાથ, વિના સુનો આ અવાસ છે-નહીં.

અતી વેગ લાગે કામ તણો, જરાયે નથી થોભતો;
સુંદર શ્યામ વિના અરે, આ રંગમ્હેલ નથી શોભતો–નહી.

**ગજલ.**

જાને દાશી તેડી લાવ પેલા પ્રાણનાથ;
જાય છે જે ફરવા માટે નીજ મીત્ર સાથ.
દાશી—શાંત થાઓ બાઈ મારી લાવું હું જરૂર;
પ્રપંચ પાસ પુરો રચી આપની હજુર.

**દાશી**(સુમતીવિલાસની પાસે જઈને)

અતિ કૃપાળા લાલ તમે આવો મારી સાથ;
બાઈ મારી પ્યારી બેઠી આપનેજ નાથ.
શાંત કરી કામ એના ભાગો મનની ભ્રાંત;
તસ્દી લેઈ તમે પધારો આ તમારી કાંન્ત.

**સુમતીવિલાસ—** **ગીતી.**

ઇચ્છા થઇ છે આજે, માટે જાઉ કામસેના દ્વારે,
સ્વારથી—સુખેઆપ પધારો, ગુણકા મેહેલે રીશ નથી મારે.
સુમતી—ધન્ય મીત્ર છે તુજને, મહેર કરીને માફ મુને કરજો.
સ્વારથી—ભલે ભોગવો ભામની, વિરા વેલા કાલે મને મળજો.
સુમતી—(ગુણકાને) કુદરતના કરનાર ખલકના સ્વામી.)

હે કામની કરન ઉચાટ, માધુબન છોડી;
આ મોર મનોહર ચાહી, આવ્યો છે દોડી.
છે કોકીલ શબ્દ મધુર, કાળજું છેદે;
ભરજોબન કુંજ ખીલેલ, કામ અતી ભેદે.

**કામસેના—** **ઠુમરી.**

અહો હું જાઉં વારીરે, અહો હું જાઉં વારીરે;

છુંજી દાસી તમારીરે, અહો હું જાઉં વારીરે.
તમો મારા પ્યારા છો, આંખોના તારા છો;
પ્રેમથી માની લ્યો મને પ્યારીરે, અહો હું જાઉં વારીરે.

—:o:—

## પ્રવેશ ૩ નો.

### સ્થળ–સદાફળની હવેલી.

પાત્ર–સદાફળ, સેજલદે, પછીથી સ્વાર્થીલાલ. ચાકર.

### ત્રીતાળી ચોપાઈ.

સદા—પ્રાણપ્રીયા સુણો મારી વાત, પુત્રઆવ્યો નહીં બહુ ગઈરાત
સંધ્યાકાળનો ગયો છે ફરવા, હજુ સુધી રહ્યો કયાં મરવા.
નથી નાટક કે જોવા જાય..............................

**સેજલદે**............–ત્યારે વાર શાને લાગી ત્યાંય.
મોકલો ચાકર શોધી લાવે, એના વિના નહીં ઉંઘ આવે;
બાગ બજારે ખોળ કહડાવો, કયાં ખાધો છે તેણે ભુલાવો.
ભલો ભોળો બહુ બેટો મારો, કોઇ ધુત્તી ગયો શું ધુત્તારો.

**સદાફળ**— (ચાકરને)
અલ્યા જાને ભાઈ કયાં ગયા, ખોળી લાવો ગમે ત્યાંથી અહીંયાં;
હશે બાગે ઘણું ફરી તેતો, જજે ખબર દુકાને લેતો.

ચાકર—આપ હુકમ શીર ચઢાવું, ગમે ત્યાંથી ભાઈ ખોળી લાવું.

સદાફળ—બુદ્ધિશાળી એબાળુડો તારો, સર્વવાતે નીવડયોએ સારો
સાધુજી પણ વખાણ બહુ કરતા, વારે વારે એને હાથ ધરતા
સર્વ કામમાં સહુથી શૂરો, જેમાં તેમાં પાકોનેપુરો;
મમ સાથે કરે હેતે વાતો, અપલક્ષણથી દૂર જાતો.

ચાકર—કાંઈ જણાતા નથી શેઠ ભાઈ, જોઈવળ્યો ગલીકુંચીમાંહી

જુઓ સ્વાર્થીલાલ એ આવે, પુછો પત્તો એ નક્કી બતાવે.

**સદાફળ—** (અયે ક્મબ્જત પીંગળા-એરાગ)

સ્વાર્થીલાલ સાચું બોલ્ય બાહ્ય ક્યાં ગયા;
આજ ઘેર આવ્યા નથી રાત ક્યાં રહ્યા.
છુટા છેક મૂકી દેતા ફાટી બહુ ગયા.

સ્વારથી— લાજ મૂકી ગુણકા ઘેર રાત તે રહ્યા.

સદાફળ—સાફ કહું નઆવીશ ઘેરમારે સુમતિને બોલાવવોનહીતારે
કદી આવે તો પગ વાઢું તારો.........................

સ્વાર.......................નથી દાબેલો કાંઇ તમારો

સદા—વ્હાણામાં શીખામણ દેઇશું, હાલ ચાલો હવે શુઈ રહીશુ.



## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ગુણકાનું ઘર,

**પાત્ર**-કામસેના, સુમતીવિલાસ.

**કામસેના**—(તાળ દીપચંદી મોહોલે પધારો-એ રાગ)

આજ આનંદ માહરે મંન, પ્રીતમપ્યારા મહોલે પધાર્યા;
મળીઆ મારા મોહન, પ્રીતમ પ્યારા મ્હોલે પધાર્યા-(એ ટેક)
હોંસ ધરીને હેતથી રમીયા રાતે રંગ;
મન ગમતું સુખ માણીયું, સ્વામી સેહેલાણીની સંગ. પ્રીત.
સ્વામી સુંદર આંખડી, મીઠાં વચન મધુર;
મંદ હાસ્યથી મલપતા જોઇ કામ થયો ચકચુર. પ્રીતમ.
મુક્તામાળા કંઠ વિશે, ચંદ્ર મુકુટ શીરતાજ;
શોભે જોડી આપણી, જાણે રામ શીતા હશે આજ. પ્રીતમ.
શરદ ઋતુ સુંદર અતિ, ઘટા ખીલી ઘમઘોર.

પ્રીતી જોડીને બન્યા, હું મોરડીને તમે મોર. પ્રીતમ.
તન, મન, ધન તમે માહરા, રહો રંજન થઈ દીન રાત;
આપ વિના મેં આજથી, ગણ્યા અવર પુરૂષ ભ્રાત તાત. પ્રી.

**સુમતી— રાગ આશાગોડી.**

પ્રાણથકી તું છે પ્યારી, પ્રીયા મારી પ્રાણથકી તું છે પ્યારી,
સર્વે શબ્દ સ્નેહી તારા, લાગ્યા સદા સુખકારી— પ્રીયા૦
પુર્ણ પ્રીતીભાવ જોઇ તારો, વારી જાઉં બલીહારી–પ્રીયા૦
ઇંદ્ર અપ્સરાથી અધિક રૂપાળી, અદ્ભૂત દીસે છબી તારી–પ્રી૦
નાગ પ્રમાણે વેણી ચળકે, સુંદર છબી તારી સારી—પ્રીયા૦
હાલ પિતાજી પાસે જવાની, મનોવૃતિ થઇ મારી—પ્રીયા૦

**કામસેના— દક્ષણી રાગની લાવણી.**

શોક મત ધરો, આશ ઘર જવાનીરે,
કામ લાગ્ય, કેમ વેઠાય, જીવ જાય, અરર હાય,
વેરાય છે યુવાનીરે.—શોક મત૦
પ્રેમના રસો, બબ્બલ મળી પિવાનીરે;
પ્રીતે અપાર, નિત્ય જાર, રમાડનાર, આજ હાર,
મળી છે તક સુવાનીરે.—શોક મત૦

સુમતી—હઠ નવ કરો, વાત તમો વિચારોરે;
આંય રાત, રહો સાક્ષાત, એવી વાત, જાણે તાત,
નક્કી ફજેત થનારોરે—હઠ૦
દિવાની દુર તજી, મારૂં વચન માનોરે;
એક વાર, પિતાજી દ્વાર, જઇ આ વાર, આવું આ હાર,
નહીં પછી જનારોરે.—હઠ નવ૦

## પ્રવેશ ૫ મો.

**સ્થળ.**—જામદારખાનું.

**પાત્ર.**—સુમતીવિલાસ અને ચાકર.

**સુમતીવિલાસ.** રાગ ત્રિતાળી ચોપાઇ.

નથી ઘરમાં દીસતું કોઈ, આવ્યો શુકન સારા જોઇ;
છાનોમાનો પટારો ઉઘાડું, કાંઈ હાથ આવે તો ઉપાડું.
કુંચીઓ મારી પાસે છે બહુ, બેસે તો બેસાડી જોઉં;
મારા બાપા ગયા છે બ્હાર, માત ચાકર નથી આ ઠાર.

(પટારો ઉઘાડે છે એટલામાં.

**ચાકર**— (આઇ વેરીગુડ બંગાળી બાબુ).

અરે પટારો કોણે ઉઘાડયો, કોણ કરે તસ્કરનું કામ;
આળ અમારે માથે આવે, મુકોને સૌ તમે તમામ.
કુંચીઓ કોણે આપી તમને, બતાવો અમને તેનું નામ;
કહો ઘરેણું શું શું લીધું, નહીં તો બુમ પાડું આ ઠામ.

**શુમતિ**—જાને રાંડના જલ્દી લ્યાંથી, તારે અમારી શી પંચાત
મોત માથે ભમે ત્હારે, થયું છે મન ખાવાને લાત.
જા પિતાજી પાસે મારી, કે'જે વાત કરી વિસ્તાર;
આવ્ય રાંડના સામે મારી, બંદેતો આ ગણ્યા પોબાર.

**ચાકર**—જઉં જલદી શેઠ પાસે, કરી જણાવું સઘળી વાત;
નહીં તો માથે મારે પડે, તો વળી બુરી પંચાત.

( જાયછે. )

—o—

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ.**—સદાફળીનું ઘર.

**પાત્ર.**—સદાફળ, સેંજલદે, ચાકર અને શુમતીવિલાસ.

**ચાકર**— **ત્રીતાળી.**

સુણો શેઠ સાહેબ વાત મારી, તમ પુત્રે ચોરી કરી ભારી;
જે ટંકાવળી હાર તમારો, લેઈ ગયા ઉઘાડી પટારો.

**સદાફળ**— **રાગ બનજારો.**

મારૂં મન બળે પ્રીયા મારી, જોઈ પુત્રની ચાલ નઠારી. ટેક.
મેં જાણ્યું નીવડશે એ સારો, તેથી કર્યો ન કદીએ ટુંકારો;
પણ છાની નવ રહી જારી, મારૂં મન બળે પ્રીયા મારી.
ટંકાવળી હાર તમારો, હરણ કર્યો ઉઘાડી પટારો;
હું રહ્યો એનાથી હારી, મારૂં મન બળે પ્રીયા મારી.
મમ પાસ ઘડી નવ બેસે, પેઢીમાં પણ નવી પેસે;
એને ગુણકાથી છે યારી, મારૂં મન બળે પ્રીયા મારી.

**સેંજ**—નથી કદી ભણવાને ચાહાતો, નીશાળે પણ નથી જાતો;
મારૂં હૃદય ભરાય છે ભારી, જોઈ પુત્રની ચાલ નઠારી.
જો કદી અહીં આવે તો, શીખામણ દઉ માને તો;
એને આવવાની થઈ તૈયારી, જોઈ પુત્રની ચાલ નઠારી.

**સેંજલદે— ગોપીચંદ લડકા. એ રાગ.**

સુણો પુત્ર અમારા, વાત શીખામણની સદા૦ ટેક.
શોભે નહી આવું તુજને, આપણે મોટી જાત;
વેશ્યા ઘરમાં વસી રહ્યો છે, એવી કરે લોક વાતરે—સુણો.
શાણા સુત આ શોભે નહી, વિચારો મનમાંય;

નથી આપણે જેવાં તેવાં, પુરમાં હાંસી થાયરે.— સુણો.
વેશ્યા ઘર વસનારા માને, ઘણા ગમારો સુખ;
જારી જ્યારે જાહેર આવે, ત્યારે છુપાવે મુખરે.—સુણો.
બાળુડા તું સમજુ શાણા, આ શું સુઝયું આજ;
લુચ્ચો લુચ્ચો લોકો બોલે, તેથી તો કાંઈ લાજરે—સુણો.

## શુમતિવિલાસ--બોલે શું બાળા (એ રાગ.)

જાણ્યું ડા'પણ તમારૂં, જાણ્યું ડા'પણ તમારૂં;
માનો કહ્યું મારૂં, માનોને કહ્યું મારૂં.— જાણ્યું.
છોડ છેડો માડી મારો, નથી એમાં સાર;
સેંજલદે—થોડીવાર બેશ બેટા, પછી જજો બ્હાર— જાણ્યું.
સદાફળ—સમજીને મીજાજી જક, છોડને નાદાન;
હજુએ હઠીલા મારૂં, માન માન માન— જાણ્યું.
સુમતી— દેખી મુજને ઝેર આવે તો, આહું ચાલ્યો બ્હાર;
હવે આવવાની બાધા, આપના દ્વાર.— જાણ્યું.

## સેંજલદે— કુંવરી કુંવરજી કોડામણા.

સ્વામી શુદ્ધ રેહેતો નથી, કરવું શું હવે હાય;
પુત્ર નફ્ટ નિહાળીને, લાગે કાળજે લા'ય—ટેક.
દાહાડા ઘડપણના કેમ જશે, નીકળ્યો પુત્ર નાદાન;
સારી શીખામણ આપતાં, કરી ચાલ્યો અપમાન— સ્વામી.
સદાફળ—શા માટે રડે સુંદરી, ચાલી આંસુની ધાર;
ભોગ એના દુઃખ પામશે, પાછળથી તે ગમાર— શા માટે.
છાની રહે મારા સમ તું, એનો કરીશ ઉપાય;
ચાલો રસોઇ જમી લઉ, જવું છે કચેરીમાંય— શા માટે.

**સેજલદે--** **ગીતી.**

અરે અંગારા સરખો, અભાગીઓ પુત્ર પ્રગટયો મારે;
સદાફળ--અરજ કરી રાજાને, તજાવું વેશ્યા ઘર ખરો ત્યારે.

—०—

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—રાજાની કચેરી.

**પાત્ર**—રાજા, સચીવ, સદાફળ, વિદુષક.

રાજા— (નારીના કટાક્ષ પાસે.) (એ રાગ.)

કહો સચીવ શાણા તમે, રાજ્ય તણી શી રીત;
પ્રજા સુખી છે કે દુઃખી, કેવી રાખે છે પ્રીત.
કળા કૌશલ્યતાને કેવો, થાય હુન્નર પ્રકાશ;
મુજ નગ્રમાં ચાલે કેવો, નિત્ય વિદ્યાભ્યાસ.
દુષ્ટજનો દોર કેવો, કેવું ચોર જોર;
પ્રજા પ્યારીના મુખ થકી, કેવો નીકળે સોર.

સચિવ— ખુશ રહો સનમજા. (એ રાગ.)

જીત્યા છે દેશ અનેક એક નહીં બાકી;
સૌ દુશ્મનો થયા દાસ, ગયા છે થાકી.
બળ દેખી આપતું, જગત થયું છે તરણું;
મહિમા પ્રાક્રમ તણો, મુખે શું વરણું.
નહીં ચોર ચુગલનું જોર, જરા અહીં ફાવે;
ડરી ચાલે છે દશ ગાઉ, આપ પ્રભાવે.
માને સૌ લીલા લ્હેર, મંગળ મનમાં છે;
દીન દીન વધે વ્યાપાર, પ્રજા સુખમાં છે,

**રાજા—** ઓખાહરણનો.

ધન્ય ધન્ય સચિવજી તમને, તમ થકી બહુ જશ અમને;
સૌ સામંતોને છે શાબાશ..............................

**સામંતો—**...................આપવડે સુખી સૌ દાસ.

**રાજા—**જેની ફરીયાદ હોય તે બોલો......................

**સચિવ—**......................નિજ દુ:ખ રાજન આગે ખોલો;

**શેઠ—**મારી અરજી સુણો માબાપ..........................

**રાજા—**.......................કહો ટાળું તમારા સંતાપ.

**શેઠ—** બોલ બોલો બારોટજી. (એ રાગ)

સુણો નૃપ આ વિનંતી આજ ઉર ધારો,
આવ્યો આપ પાસ, માગવાને પુત્ર મારો;
વેશ્યા કામસેના અહીં, પાકી શત્રુ મારી તે,
પુત્ર રાખ્યો પોતે, ઘેર વશ પોતે કરીને
થાક્યો હું એ રાંડથી, ઉપાય કશો મારો નથી;
સર્વ રંક કેરાં દુ:ખ મહારાજ ભાગો છો સહી.
પરણાવવા જોઇએ, અપાવોને કૃપા કરી;
અરજી મારી લિલ્યો ખચિત્ત હૃદયમાં ધરી.

**રાજા—** હે ચાંપરાજ (૨) આંખ ઉઘાડી દેખ. (એ રાગ)

સુણો ચતુર શેઠ (૨) મેં સાંભળી વાત તમારી;
રાજ નીતીની રીતથી સૌ દીલમાં અમે ઉતારી.
કોઇ ઘર વેચી (૨) પૈસો સૌ વાવરી ખાએ;
રાજ્ય તરફથી તેહને, કહો કેમ કરી રોકાએ.
કોઇ શેઠ તણી (૨) જો નોકરી છોડી જાએ;
તે ચાકરને શેઠ તરફથી શી રીતે પકડાએ.

તેમ પુત્ર તુમ (૨) વસિઓ ગુણકાને ઘેર,
પકડીએ જો તેહને તો કેહેવાએ કેર.
તેમ ગુન્હા વિના (૨) ગુણકાને કેમ દંડાએ.
ચાલે જે નિજકૂળ રાહે તેને નવ રોકાએ.
આપ શરમ થકી (૨) ગુણકાને ઘેર હું આવું;
પુત્ર તમારો આપવાને, સમજે તો સમજાવું.

સદાફળ—સરકાર સદા (૨) મને ભરૂશો છે આપ ભારી;
મ્હેર કરીને મનોવૃતી, આપ પુરશો મારી.

—o—o—

## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—ગુણકાભુવન.

**પાત્ર**—કામસેના, દાશી, પછીથી રાજા, સચિવ, સદાફળ.

**કામસેના**— **આશાગોડી.**

હર્ષ થયો મને ભારી, પ્રજાપતી હર્ષ થયો મને ભારી; ટેક.
પાવન કરીયું દાશીનું ઘર આ, લાજ વધારી અમારી.—પ્રજા.
સાથે સચિવને શેઠ સદાફળ, ધન્ય ઘડી આજે સારી.—પ્રજા.
સોનાનો સુરતરૂ ઉગ્યો મારે, ઘેર બેઠા ગંગ પધારી.—પ્રજા.
શો'રે હુકમ છે આ દાશીપર, હાજર છું કરનારી.—પ્રજાપતી.

રાજા—વખત જુઓને વિચારી, ચતુરનાર વખત જુઓને વિચારી.
શેઠ તણા સુમતિવિલાસને, આપો ગુણવંતી નારી.—ચતુરનાર.
જાત વણીકની કપટી ઝાઝી, જાણો સુંદરી સારી.—ચતુરનાર.
નિજ સ્વાર્થે હમેશ આવે, કરીને મીત્રાચારી,—ચતુરનાર.
અડચું રહ્યું એ વિના શું, એનાથી બહુછે વિહારી.—ચતુરનાર.

**કામસેના**—(ક્રોધથી) **સુણો દિલ્લી તખ્ત ધરનાર.**
સુણો મહીપતી ચતુરસુજાણ; છબીલો કદી નહી છોડું રે.

પૃથ્વીનાથ ભલે પડાવો પ્રાણ. છબીલો કદી નહી છોડું રે.
મારો પ્યારો એ સુમતીવિલાસ,છ. તમે તજાવો છો શું બતાવી ત્રાસ.છ
કદી રસીકથી જુદું ન પડાય. છ. મનગમતા વિના ન રહેવાય. છ.
મારૂં તન, ધન, એ છે હૈયાહાર, છ. એ વિના હું અન્ન ન લેનારછ
મહા મેહેનતે મેળવ્યો પ્રીતમ પ્રાણ,છ અવર સાથે નથી ઓળખાણ.છ
(સદાફળ સામું જોઇને)
કરી સીફારસ તેડી લાવ્યા રાય,છ એમાં દાહાડો નહીં વળે આંય.છ
રાજા કોપેતો લુટાવે ઘરબાર;છ ગમે તો ભલે મારે તરવાર. છ
નવ કરશો પુત્રની આશા મન્ન; છ ખાઇ સોગન સત્ય વદું વચન.છ

**સદાફળ--** **ગીતી.**

હાય હવે શું કરવું, પુત્ર વિયોગે શી રીતે રહેવાય;
કરી કૃપા પરણાવા, પાંચ દિવસ અપાવીએ માહારાય.
સચિવ—સુત સેઠનો સોંપો, નૃપ વચનને ખરૂં તમે માની;
પાછળથી પસ્તાશો, નહીં માનો તો થશે ઘણી હાની.

**કામસેના--** **ગજલ.**

માહારાજ આપની ઉઠાવું આજ્ઞા હજુર;
શેઠના સુમતિવીલાસ મોકલી જરૂર,
પણ જો અવધિ ઉપર દિન જાશે એક રાત;
તો તો નક્કી જાણજો હું કરીશ જાતે ઘાત.

રાજા— **ગીતિ.**

ચાલો શેઠજી પ્યારા, પુત્ર આવશે કાલ તમો ઘેરે,
પ્રીતેથી પરણાવો, લક્ષ્મી વાવરો લગ્ન લેઈ લ્હેરે.

—:o:—

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**--સોમચંદનું દિવાનખાનું.

**પાત્ર**--સોમદત્ત, સુભગા, ચાકર, જોશી.

સુભગા—સુણો સ્વામી રૂડી એક વાત, દીસે કેવી લીલાવતી જાત.
બહુ બુદ્ધિશાળી મારી બેની, લગ્ન લેવા ઉમર થઇ એની.
લખી પત્ર વેવાઇને જણાવો, ઝટ લગ્ન લેવાનું બનાવો;
નથી ઉત્તર વાળતા કેમ, શો ધારી બેઠા મન નેમ.

સોમચંદ—શાણી સુણી સદૈવ વાત તારી, મને સલાહ લાગી સુખકારી;
લખ્યો પત્ર વેવાઇને એક, મળ્યો ઉત્તર ભર્યો વીવેક.
પુછેછે કે લગ્ન કયારે લેશો, તેનો લખી મોકલજો સંદેશો;
ઉત્તર આવે તૈયારી કરશું, રૂડી પેરે વિવાહ આદરશું.
આજ જોશીને હુંતો બોલાવું, રૂડો લગ્ન દિવશ જોવરાવું;
પછી લખું વેવાઇને પત્ર, જાન રૂડી તેડાવું અત્ર.

ચાકરને—અલ્યા જોષીને ઘેર જા હાલ.......................
.........................આ બોલાવી લાવ્યો તત્કાળ.

જોષી—શું કામ છે જજમાન રાજા, શરીરે તો સુખી સાજાતાજા.

સુભગા—લીલાવતીનું લગ્ન લેવું, હાલ મહુરત આવેછે કેવું.

જોષી—ધન મકર કુંભને મેખ, કુંભ કરકને વૃશ્ચક પેખ;
વાહન આવે ધજાનું સારૂં, માહા સુદીને સારી ધારૂં.
શુભ સાતમને સોમવાર, લેજો લગ્ન તમે નીરધાર.

સોમચંદ--હવે પધારજો માહારાજ..........................

જોષી—......................બોલાવજો હોયે કામકાજ.

સોમચંદ—ચાલો પત્ર વેવાઇને લખાવું.....................

સુભગા—.....................હું પાપડ વડીઓ કરાવું.

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**—સદાફળનું ઘર.

**પાત્ર**—સદાફળ, સેંજલદે.

**સદાફળ—નારીના કટાક્ષ પાસે.** [ એ રાગ.]

પ્રાણ પ્યારી સુણો તમે વાત મારી આજ.
પુરવ પુન્યના પ્રતાપે થયું સિદ્ધ કાજ.
સેજલદે— સ્વામીનાથ સુતલગ્ન કરશું હવે ભેર;
આજ છે આનંદ હેલી આપણે ઘેર.
"બાઇ" કહી પુત્ર વહુ ચાંપશેજ પાય;
પુજ્ય ગણી આજ્ઞા મુજબ ચાલશે સદાય.
સદાફળ— પુત્ર પરણાવ્યો ધરી હોંશ મનમાંય;
ખાઈ પી ખુશી રહીશું કરશું ધર્મ સદાય.



## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—શયનગ્રહ.

**પાત્ર**—સુમતીવિલાસ; લીલાવતી.

સુમતીવિલાસ— **રાગ ગોપીચંદનો.**

અરે હવે કરૂં શું, રાંડ એઠી મળી સુજને. ટેક.
ઉંઘી ગઇછે રાંડ અરે આ, સોડ તાણી સેંજમાંય;
જગાડું પણ જાગતી નથી, કેમ કરૂં રહી આંયરે– અરે૦
પ્યારી મારી પુરી કામસેના, કરતી હશે વલોપાત;
આજે વાયદો પુરો વીત્યો, માટે કરશે ઘાતરે– અરે૦
અરે જીવ હે ચાલને જલદી, છાને રડે આ રાંડ;
પ્યારીપ્રાણ બચાવવાને કાજે, અભાગણીને છાંડરે–અરે૦

## લીલાવતી—સ્વામીનાથ સ્વામીનાથ એ રાગ.

પ્રાણનાથ, પ્રાણનાથ, પ્રાણનાથરે, અહીંનથી અહીંનથી પ્રાણનાથરે.

સોરઠ—તેં તો ઘટમાં ઘર,—એ રાગ

શું કૃતી કરી કીરતાર, કરમની મુજપરેરે;
પીયર મહીં હું જાણતી કેવા, નાથ હશે ગુણીયલના જેવા.
કરીશ પ્રીતે સેવા, ઇશ ગણી ખરેરે. શું કૃતી.

## રાગ કલ્યાણ.

પ્રીય પતી તમે, બોલો આ સમે;
આપ વિના આખી રાત, નવ મને ગમે— પ્રીયપતી.
વેશ્યા સાથે પ્રીત હતી તો, ન'તી પરણવી નાર;
નથી ગોઠતું સ્વામી મુજને, આપવીના આધાર—પ્રીયપતી.
સુતા'તા મુજ સે'જમાં સ્વામી, પ્રીતે દાશી સાથ;
ટળવળતી અંધારે મુકી નાશી ગયા ક્યાં નાથ—પ્રાણ.
રડી રડી થઇ આંખડી રાતી, કરતાં અશ્રુપાત.
વરસ સરખી વસમી લાગે, મને રાક્ષસી રાત—પ્રીય.
સખી પાસે સાંભળ્યું હતું જે પરવેશ્યાના માર;
તે પડીયું છે સાચું આજે, માન્યું મેં નીરધાર—પ્રીય.
ઝાંઝર જાણે જડી બેડીઓ, અલંકાર અંગાર;
મંદ પવનની મીઠી લ્હેરે, લાગે અગ્ની જ્વાળ—પ્રીય.
અરે હાય! આ સંકટ મુજથી, શી રીતે સેહેવાય;
વક્ષોપાત કરી મરૂંછું, એકલડી હું આંય— પ્રીય પતી.

## સોરઠની ગજલ.

સ્વામી આવો ચતુર સુજાણ હો, પ્યારા મારા દિલના પ્રાણ.
લેવા આ સંસારીક લાવને, વહે દાશી આપની વાણ હો,
મન મળવાને અકળાય છે, મારૂં જોબન ઝોલાં ખાય છે.
શશી મુખ સુંદર સુકાય છે, કામ સ્નેહ પીડા બહુ થાયછે,
હું સૌભાગ્યવંતી, આપની સતી, આ પતંગ દીપ પડી મરે.

—૦—

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ**—ગુણકાઆવાસ.

**પાત્ર**—કામશેના, દાશી, સુમતીવિલાસ.

**કામસેના**— **પીયુને તજાવનાર** ( એ રાગ. )

કાળજું બળેછે પીયુ, ભડકા દીલમાં થાય;
ધીરજ કેમ રાખી શકું, અરે હાય! હાય!
મુજપર કૃપા કરો, નાથ પ્રાણાધાર;
દુઃખે દીનો કેમરે કાઢું, સુણોહે સરદાર.

**દાશી**— **મેવાડો.**

મારો બ્હેની તું થાને શાન્તરે, વ્હાલી કેમ થઈ વ્યાકુળી;
તું છોડને કલ્પાંતરે, વ્હાલી કેમ થઇ વ્યાકુળી.
ચીંતાથી ચતુરાઇ ઘટે, સોષે બળે શરીર;
આતુર થઈ શાઅર્થે બેની, કયમ થઇ તું અધીરરે.—વા૦
કલ્પાંત કર્યાથી બેની મારી, દુઃખ ઘણું ઉભરાય;
ગુણીયલ છે તને શું કેહેવું, શાંતીથી સુખ થાયરે.—વા૦

**કામસેના**— **ઓધવજી**—( એ રાગ. )

પ્રભુ આશું થયું બેસુ કયાં સુધી શોકમાં,
હજુ નાવ્યા મા'રા નાથજો;
શું વિસારી છે મનથી મુજને,
રહ્યા પરણી નારીની પાસજો.— પ્રભુ૦

**સુમતીવિલાસ**— કહું શું નસીબે-એ રાગ.

પ્રાણપ્રિયા તુજ પ્રીતી કીધી છે,
સત્ય સર્વ મેં તો માની લીધી છે;
દુઃખી થશો તમે રાહ જોઇ મ્હારી,
એવું ધારી વાટ છાની લીધી છે— પ્રાણ.
પ્યાર તમારો પ્રીછીને મનમાં,
રાંડને રડતી તજી દીધી છે.— પ્રાણ.

## ગીતિ.

તારૂણી હું તુજથી, તૃપ્તી પામ્યો વીવેકી તું મારી;
ગુણ ગાઉં શું તારા, મૃગલોચની શું મધુરતા તારી.

---

## પ્રવેશ ૧૩ મો.

**સ્થળ**—લીલાવતીનું પીયેર.

**પાત્ર**—સુગુણમંજરી, લીલાવતી, પછી સુભગા.

**સુગુણમંજરી— ગીતી.**

કેમ દીસે ઉદાશી, સાસરે જઇને શરીર સુકાયું;
કહે તું શું દુઃખ બાપુ, ગુલાબસમું મુખડું કરમાયું.

**લીલાવતી— અનજારો.**

સુણ સખી તું પ્યારી મારી, મારો વ્હાલો અતિ વ્યભિચારી;
ધરી હોંશ ગઇ સૌ સાથે, પણ નથી બોલાવી નાથે;
છે સ્વામી શિયળ સંહારી,—મારો વાહાલો૦
સુગુણ—શું સત્ય વાત આ તારી, કે કરે મશ્કરી તું મારી;
રાખી વેસ્યા વરે વિસારી, ખમા છાની રહે સખી મારી.
લીલા—સુવા સમે પાથરી ખાટે, બેઠી સ્વામી સુખની માટે;
થઈ નીરાશ ત્યાં સખી મારી,—મારો વાહાલો૦
થયો દશેકનો સુમાર, મરડી આળસ તે દાર;
તેથી મળી આંખ ત્યાં મારી,—મારો વાહાલો૦
લાગ જોઇ ગુણકાના લાલા; મને મુકી ત્યાંથી ચાલ્યા;
કેહેવાય ન વાત વધારી,—મારો વાહાલો૦
દુઃખશીમા શું કહુ તુજને, ધીરજ નથી રે'તી મુજને;
ડર લાગે છે દુઃખકારી,..........................
સુગુણ....................ખમા છાની રહે સખી મારી.
રે' મારા સમ છે છાની, આ વખતે કહ્યું તું માની;
તને લેશે ઈશ ઉગારી, ખમા છાની રહે સખી મારી.

**લીલાવતી—** **રૂક્ષ્મણી લાવણી.**

ચેન ના પડે સગે પિયુ વિનારે.—ટેક.
દીન રાત, મન ઉચાટ, નીરખુ કાંન્ત, થઉ શાંત,
મળે નાથ નગીનારે.—ચેન ના૦
અન્ન નવ ગમે પ્રિય પતી વિનારે;
પામું દુ:ખ, ઘડી ન સુખ, ઉતરે મુખ,
સ્વામી દર્શ વિનારે.—ચેન ના૦
નાથ વિયોગથી દુ:ખ થાય અપારરે;
મન મુંઝાય, કંપે કાય, દુ:ખ થાય, દિલમાંય,
પ્યારા પ્રાણુ વિનારે.—ચેન ના૦

**સુગુણ—** **ત્રિતાળી.**

સુણો સુભગા કાકી અમારી, રડે લીલાવતી બેન મારી;
ક્યારની કલ્પાંત કરે છે, તમ આગે કહેતાં ડરે છે.

**સુભગા—** **ગોપીચંદનો રાગ**

લીલાવતી બેની, દુ:ખ પડયું શું માથે તાહરે
લીલાવતી—સુણ માતા મારી, શરમ આવે મન માહરે.
સુભગા—સાસુ સસરાએ દીધું કે, નણદી ન્હાનીએ દુ:ખ;
કે પતીના પાપે કરમાયું, ગુલાબ જેવુ મુખરે.—લીલાવ૦
લીલાવતી—પરણી ગઇ હું પે'લે આણે, સુવાસમય પતી પાસ;
નાથ મા'રો નાવ્યો મંદીર, તેથી પામી હું ત્રાસરે—સુ૦
સુભગા—નાંખ ન બા નીસાસા ઝાઝા, જેવા લેખ લેલાટ;
શુદ્ધ વૃત્તથી શિયળ પાળો, વળશે કર્મ દાટરે.—લીલાવ૦
લીલાવતી—વેશ્યાચારી વર વ્યભિચારી, જોઇ અંતર દુ:ખ થાય;
બહુ દુ:ખ દે કામ દરોગો, કેમ કરી વેઠાયરે.—સુણ મા૦
સુભગા—ધીરજ ધારી ઉરમાં પ્યારી, તજને સર્વ ચીંતાય;
કુલક્ષણો કંથ સુધારે, જપો એવું જીનરાયરે—લીલાવ૦

—:::—

## પ્રવેશ ૧૪ મો.

**સ્થળ**--સદાફળની હવેલી.

**પાત્ર**--સદાફળ સેંજલદે.

**સદાફળ**-(ભેખરે ઊતારો રાજા ભરથરી એ રાગ)

પ્યારી સાંભળ વાત તું, મનમારૂં મુઝાયજી;
લંપટ પુત્રના પાપથી, હોળા હૈયામાં થાયજી.
કેમરે તેડી લાવું વહુને?

અંગારા સરખો ઉઠીયો, પુત્ર સુમતિવીલાસજી;
માટે તેઓ નહીં મોકલે, નથી વહુની આશજી.
કેમરે તેડી લાવું વહુને?

આવી દીવાળી હોળીબળે, મારા હૃદયની માંયજી
પણ જગલાજની બીકથી, ચાલતું નથી કાંયજી
કેમરે તેડી લાવું વહુને?

**સેજલદે**— સ્વામી મારા આવું શું વદો, કરોને અનુમાનજી;
સમજુ છે સુતનો સાસરો રાખશે તમ માનજી.
કરી યુકતી લાવો વહુને.

લીલાવતી લક્ષવંતી છે, સમજાવો જઇ નાથજી;
શુણી શીખામણ આપની, આવશે ઝટ સાથજી.
કરી યુકતી લાવો વહુને.

**સદાફળ**— સલાહ સુણી સારી તાહરી, જાઉ તેડવા કાજજી;
આશા સૌ મારી પુરશે, જગનાયક જીનરાજજી.
સમજાવીને લાવું વહુને.

**સેજલદે**— પ્રાણનાથ પ્રીતે પરવરો, શુભ શુકન થાયજી;
સૌને કુશળતા પુછજો.......................

**સદાફળ**— .......................ખબર રાખશો આંયજી.
સમજાવી લાવું હું વહુને

—o:o:—

## પ્રવેશ ૧૫ મો.

**સ્થળ.**—સોમદત્તની હવેલી.

**પાત્ર**—સોમદત્ત, સુભગા, લીલાવતી સુગુણમંજરી, સદાફળ.

**સોમદત**— **(ત્રીતાળી ચોપાઈ)**

શેઠ ગામ કયું કયાંથી આવ્યા, સમાચાર કોના તમે લાવ્યા;
શી જ્ઞાતીને શું આપ નામ, કીએ કામે આવ્યા આમ ઠામ.
સદાફળ—શેહેર કોશામ્બીમાં ઘરબાર, મારૂં નામ સદાફળ સાર;
પુછો અજાણ્યા થઇ આ ટાણે, અમે આવ્યા લીલાવતીઆણે.
શુભગા—બહુ ડાહાપણુ તમારૂં જાણ્યું, નથી કરવું અમારે આણું
નથી વાટમાં બેઠી બેટી, મારી લાડકી સુગુણુ પેટી;
માટે વાકય વદોને વિચારી, ગાંડા છોકે અકકલ ગઇ મારી.
મારૂં મન્ન બળી થાયછે ખાખ,.......................
સુગુણમંજરી—..................ગોરા અંગે ચઢીગઇ રાખ.
સદાફળ—આમ બોલ્યે કે'વાય ન સારૂં, તમે કહ્યું માનોને અમારૂં
પછી મત જણાવો તમારો.............................
લીલાવતી—..................માતા પીતા અરજ ઉર ધારો
આવ્યા તસ્દી લેઈ તમવાસ, નિજ મનમાં કરીને તપાસ;
સસરાજી બતાવોને પે'ર, ભુંડી રાંડથી વાળું હું વેર.
સદાફળ—સુણો સુત લીલાવતી નારી, મુજ વાત લ્યો મનમાં ધારી.
પંડીત બને ભણુતાં ભણુતાં, ઇમારત ધીમે ચણુતાં.
ધીમે ચઢાય ગીરોવર ભારી, મુજ વાત લ્યો મનમાં ધારી;
માટે તજી આળસ તમે તનથી, મેહેનત લ્યો ખરા મનથી.
ઘેર આવે આપ વિહારી, મુજ વાત લ્યો મનમાં ધારી;
ટીપે ટીપે સરોવર થાય, ડગે ડગે દુર જવાય.
તેમ કરો આળસ ઉતારી, મુજ વાત લ્યો મનમાં ધારી;
આવ્યો હું એટલા માટે, ચાલીને લાંબી વાટે;
પછી જેવી મરજી તમારી.............................

લીલાવતી—..................હું આવું સાથ તમારી.
માત પીતા રજા મુને આપો, તનથી ટાળી સંતાપો;
દો આશીષ મુજને સારી, હું સસરા સાથે જનારી.

**સોમદત—  ત્રીતાળી ચોપાઈ.**

સુખે સાસરે પુત્રી સધારો, જીનરાય કરે જય તારો;
સુભગા—ઇશ પુરી પાડે તારી આશ, વેરી વેશ્યાનો કરી નાશ,
સૌને કુશળતા કેહેજો..............................
સુગુણ--.......................બેની લીલાવતી હુંસે રેહેજો.

---

## પ્રવેશ ૧૯ મો.

**સ્થળ--**સદાફળની હવેલ.

**પાત્ર.--**સદાફળ, સેજલદે. લીલાવતીની નણંદ.

લી–સુણો સાસુ સસરા વાત, વદું સાક્ષાત, કરાવું ઘાત રાંડ વેશ્યાને
થઇ હરાવું હું ભરવાડણ એ ગુણકાને.
એને કરીઓ ઝાઝો કેર, ઉપજે ઝેર, વાળવા વેર, આવે છે અંગે;
કરી કપટ મળુ હું હાલ સલુણા સંગે.
મારૂં જોબન ફુલ કરમાય, બળું મનમાંય, નવ રેહેવાય, કરૂં શું આજે
મંગાવો મહીષી ચાર દુધના કાજે.
રે! મને સુજે નહીં કાંઇ, ઘણું ગભરાઈ, ચીત્ત ચીરાઇ જાયછે મારૂં;
તલપે છે બહુ દિલ પતિ સુખને સારૂં,
હું બનાવું દહીં શ્રીકાર, સ્વાદ અપાર, કરી આવાર, જઉ વેચવાને;
થઇ હરાવું હું ભરવાડણ એ ગુણકાને,
સ્વામી વશ કરવા સાર, મહીષી ચાર, બાંધવાદ્વાર, લાવી આપોને;
મારો અગવડ કરી દુર કષ્ટ કાપોને.
મારી નણદી નાની સાથ, બતાવા નાથ, કરીને હાથ, દુરથી છાને
થઈ હરાવું હું ભરવાડણ એ ગુણકાને.

---

## પ્રવેશ ૧૭ મો.

**સ્થળ**—રાજમાર્ગ.

પાત્ર—લીલાવતી, નણદી, બારીયે સુમતિવીલાસ.

**લાલવા**— **આશાગોડી.**

પેલા તમારા પ્રાણ, જુઓ ભાભી, પેલા તમારા પ્રાણ;
હાથમાં ઝારી ઝાલી સુંદર, ઉભા ચતુરસુજાણ. જુઓ.
સાપના સરખીં વેશ્યા સેતાન, થાવાન દેશે જાણ. જુઓ.
જાણી ગયે ઝેર આણશે ઝાઝું, માંડશે એ મ્હોકાણ. જુઓ.

**લીલાવતી—( ગીરધારીરે વાત કહું એરાગ )**

પ્રભુ મારારે મેળવજો મને સ્વામી, હું તો વંદૂ તને શીરનામી
હું છું અબળારે રંક વળી અનાથ, કરગરી કહું છું જોડીહાથ.
**ઝુલ**—હું છું અબળા જાતની નારીરે, મં પાપ કર્યા હશેભારીરે.
પ્રભુ લે આ વખતે ઉગારીરે, સ્વામી દેખારે પ્રીતી અંગમાં વામી
હું તો વંદુ તને શીરનામી.
મારી સખીયોરે, ફરે છે ઉમંગે, રમે છે નિજ સ્વામી સંગેરે;
બહુ બજેરે, અગ્ની મારે અંગે, તેથી મેળવ પ્રભુ પતિ સંગે.
**ઝુલ**—કામ પીડા મને બહુ કરેરે, દેખી પુરૂષ મન ચરચરેરે;
નાથ મેળવજો પ્રભુ ખરેરે, રહ્યો કામરે રોમે રોમે જામી;
હું તો વંદુ તને શીરનામી.
પ્રભુ થાજોરે મુજ અબળાના બેલી, મને સ્વામી વિના કેમ મેલી
જોડું દેખીરે, ફરૂં છું ઘેલી લલી, સ્વામી સાથ મેળવ મને વ્હેલી
**ઝુલ**—જેથી દુઃખ સહુ દુર થાયરે, મારો કામાગ્નો ઓલવાયરે.
પતી વિના દુઃખ ન સેહેવાયરે, ઓ દયાળુરે છો તમે અંતરજામી
હું તો વંદુ તને શીરનામી.

## પ્રવેશ ૧૮ મો.

**સ્થળ**--ગુણકાનું ઘર.

**પાત્ર**--લીલાવતી, સુમતીવિલાસ, કામસેના.

**લીલાવતી**-- (કાલીંગડો, દાદરો.

સુંદર મહી વેચું, મહીવેચું, સાકર સરીખું સ્વાદકારીરે, સું. ૧
લેઈ પ્રીતે જમો નરનારીરે, સુંદર. (બાજુની શેરીમાં જાય છે.)

**શુમતિવીલાસ** આશાગોડી.

શું સુંદર દીસે નાર, અજબ આ, શું સુંદર દીસે નાર—એ ટેક
શીર કેશ શું શ્યામ બીરાજે, જાણે મણીધર નાર—અજબ.
ભમ્મર વાંકડી મેઘ ધનુષ્ય છે, ચક્ષુવીજ ચમકાર--અજબ.
લંક કટીનો નીરખી કેશરી, નાશે છે વન મોઝાર--અજબ.
ધન્ય ધન્ય જે નરને એવી, મળી હશે સતીનાર— અજબ.
મહીના નામે એને બોલાવી, લલચાવું હું લગાર—અજબ.

લીલાવતી--સાકર સરીખું સ્વાદ કારીરે, સુંદર મહીવેચું મહીવેચું
લ્યો પ્રીત ધરી નરનારી, સુંદર (ગાતી ગાતી આવે છે.)

સુમતી--મને મહી આપો, મહી આપો. (એમ કહી મટકી પકડે છે)
બેસો અહીં મટકી ઉતારી, મને. મહીયારી મન હરનારીરે મને.
ભરવાડણુ ભાવ બતાવીરે, મને. ઘરમાં પ્રીતે પધારીરે. મને.

**લીલાવતી**-- (ગીરધારીરે વાત કહું તે વીચારો એરાગ

વ્હાલાજીરે શું તેનું મુલ બતાવું, ચાખી જુઓ મૂલ જણાવું.

સુમ—તુજ મહીડું રે લાગે અમૃત જેવું, કહો મટકીનું શું લેવું?

લી.-ઝુલ મહી નિત્ય નવું નવું લાવુંર, તમે કહોતો હમેશ આવુંરે
નહીં મળે દુનિયામાં આવુંરે, ખરચો નાણાંરે જો હોયે તે ખાવું;
ચાખી જુઓ મુલ જણાવું.

સુમ—કેમ કીમતરે કરતી નથી મહીયારી. કેમ વાત કરો બીજી નારી
તું સુંદરીરે સોભે છે બહુ સારી, કહો ગામ કીએ વસનારી.

લી-ઝુલ કેમ પુછોછો જાત અમારીરે, તમે લાગો વણિક વેપારીરે

શું બગડી વ્હતી તમારોરે, રંગ રશીયારે લોકો જુવે વાટ મારી
કેમ વાત કરો બીજી નારી

સુમ—છબી જોઇનેરેખુશી થયો મુખ ન્યાળી, હીંડે હંસગતી ઠકરાળી
વશ કરણીરે, તન કોમળવય બાળી, તુજ જેવી બીજી નવ ભાળી.

સુલ-તુજ વિણ મુને નથી ગમતુંરે, મારૂં ચીતડું રહેછે ભમતુંરે
ઘડી બેસ મારા સમતુંરે, થઉંછું ખુશીરે જોઈ તને લટકાળી;
હીંડે હંસગતી ઠકરાળી.

લી-લાલાજીરે વાત મારી વિચારો, મન મોહન આંખ્ય ન મારો
મુને જાતાંરે, મારગડે નવ વારો, મુકી દો તમે પાલવ મારો.

સુલ—મુને રોકીને શું ઉભારો'રે, વાટે જુએ છે લોકો હજારોરે;
પડયો શો આ સ્વભાવ તમારોરે, નથી રેહેવુંરે શેઠજી તમેઆધારો.
મન મોહન આંખ્ય ન મારોરે.

## શુમતિવીલાસ—(મોહોલે પધારો મહારાજ એ)

ઉભી રે'ને હે નાર, રસીલી તું ઉભી રે'ને;
લી—મેલો કેડો મારા રાજ,..............................
સુમ—..........................રસીલી તું ઉભી રે'ને
લી—છોડો છેડો મારા રાંજ,..............................
સુમ—..........................રસીલી તું ઉભી રે'ને.

ચંપક વરણી ચાતુરા, મારી કટાક્ષ કટાર;
જાય જક્ક કરીને ઝાઝી, એવું બને કેમ નાર— રસીલી.

લી—વ્હાલા ન રોકો વાટમાં, આમ શોભે નહીં લાલ;
સમજીને રહો વેગળા, ખસો નહીંતો ખાશો ગાળ— રસીલી.

સુ—શુક ચંચુ સમ નાશીકા, રૂડા ગુલાબી ગાલ;
મીઠી લાગે મુજને, તારા કોમળ કંઠની ગાળ— રસીલી.

લી—કો'ની કપટ કેમ કરો, મોઢું શું મલકાય;
મટુકી મારી ફુટશે, માંથા ઉપર મહિ છલકાય— રસીલી.

સુ—આવું ચીર ઉતારીને, સજો રૂડા શણગાર;
રહો પાસે માહરી, તમે પુરણ બાંધી પ્યાર— રસીલી.

લી—પ્રીત કરવા વરણાગીયા, જો હોયે વિચાર;
ચાલો સંગે માહરો, તરછોડી- ગુણકા ગમાર— રસીલી.

**કામસેના**—(એકદમ આવીને) **ક્ષત્રી કલંકનો રાગ.**

ઉઠય ઉઠય રાંડ જાને તારે ઘેર, ધુત્તારી ધુત્તી ખાવા આવી રે.
તારા પ્રપંચની જાણી છે મેં પેર; ધુત્તારી.
લાગે લબાડ છીનાળ તારી ચાલ, ધુત્તારી.
રાંડ મહીયારી જાતનીછું બકકાલ. ધુત્તારી.
છાંના જોયાં તારાં ચરિત્ર છિનાળ, ધુત્તારી.
નથી જોતી હું તારામાં મુકી માલ; ધુત્તારી.
વશ કરી લેવા મેહેતાજીનું મન્ન, ધુત્તારી.
બોલે મીઠાં મીઠાં કપટ વચન. ધુત્તારી.
જુઠા બોલી તું પ્રપંચી નીચી નાર, ધુત્તારી.
તારૂં કાળુ મુખ અહીંથી ટાળ. ધુત્તારી.
કયા ભવનું વાળવા આવી વેર; ધુત્તારી.
તારા જેવી હું ટકાની વેચું તેર, ધુતારી.
કેમ રાંડ ખોટી આળસ ઘાં ખાય, ધુત્તારી.
આ મેહેતાજી શું માટી તારા થાય; ધુત્તારી.
કેમ આવી છે તું આજે મારે ધામ, ધુત્તારી.
ઝટ ઉઠી જાને તાહરે મુકામ. ધુત્તારી.

**લીલાવતી**—(અતિ ક્રોધથી) **રાગઊપરનો.**

બેસ બેસ રાંડ બોલે છે શુ વેણ ચઢેલી ચુપ ચુપ રે'ને રે;
તારાં ફોડી નાંખીશ હું નેણ, ચઢેલી
ગધ્ધી જાતની તું ગુણકા ગમાર, ચઢેલી.
મારા સ્વામી શું ચલાવે ચકચાર. ચઢેલી.
પૈસાવાળાને પોઢાડો નિત્ય સંગ, ચઢેલી.
ખીસા ખાલી થયે કરો માન ભંગ; ચઢેલી.
તારા જેવી તો દીઠી છે નવ લાખ; ચઢેલી.
કરી બાહાદુરી તને ચોળાવું રાખ. ચઢેલી.
તારા ઈશકમાં પડી રે' ગમાર, ચઢેલી.

ખાય વેચીને ઘરેણાં ઘરબાર; ચઢેલી.
દગો કરીને ભોળવે ભોળા લોક, ચઢેલી.
એની નારી રડે તાણી તારી પોક. ચઢેલી.
લુચ્ચી નીચમાં નીચી છે તારી જાત, ચઢેલી.
નથી હિંદુ કે મુસલમાન નાત; ચઢેલી.
તારૂં ઉપરથી સારૂં જોઇ રૂપ, ચઢેલી.
અંધ થઈ દીવો લેઈ પડે કુપ. ચઢેલી.
રાંડ ગુણકા કરેતું ઝાઝું જોર, ચઢેલી.
એક પલમાં ઉતારૂં તારો તોર; ચઢેલી.
જાજા ઠગણી એ માટી મારા થાય ચઢેલી.
પોક મૂકીને કરતું હાય હાય; ચઢેલી.
નથી મારે કાંઇ તારી ઓશીઆળ, ચઢેલી.
કેમ સામું બોલે ખુટયો તારો કાળ; ચઢેલી.
હવે આવું નિત્ય રસિકની પાસ, ચઢેલી.
ખરી કયારે જ્યારે પાડું તને ત્રાસ. ચઢેલી.

## સુમતિ—(જંગલો જંગોટી પંજાબી ઠેકો.)

આજે માર ખાવાનું થયું મન નઠારીરે;
ચુપ રે'ને છાની માની રાંડ, વઢકારીરે—આજ
કામ—એનું ઉપરાણું લેઈ અમને અડાવોરે,
આણા આપની ઉઠાવું એનો સાર આવોરે;
મૈયારીનું માન રાખી, પ્રીતી દર્શાવોરે,
સુમ—હજુ કેમ જાતી નથી માર ખાવા આવીરે.

સાખી (લીલાવતીના સામું જોઇને)

માઠું નવ લગાડશો, એ છે કુલટા નાર,
રહો રાત આજે તમે, મ્હોરો લેઈ જજોને સવાર રસીલી.
લીલાવતી—ગુસ્સો ગુણકા છો કરે, નહી ગણુકારૂં લાલ.
બંદોબસ્ત પુરોકરી, હું આવીશ અહીંયા કાલ. રસીલી.
(જાય છે.)

## પ્રવેશ ૧૯ મો.

**સ્થળ**--ગુણકાભુવન.

**પાત્ર**--કામસેના, દાશી, સુમતિવિલાસ, લીલાવતી.

**કામસેના**-- **સીતાજીના મહિનાનો રાગ.**

મારા કરમ તણી હું કથની, કયાં જઇને કરૂં
સળગે છે અંગમાં આગ, તેથી હું બળી મરૂં (ટેક)
ભુંડી રાંડ ભરવાડણ નિત્ય આવે છે મુકાઆ,
મૈયારીને મોહેલ યાર, નથી બોલાવતા—મારા કરમ.
મારાં દેખતાં માને મોજ, મોહી એ નારને;
મારૂં અનહદ કરે અપમાન, ભૂલી મારા પ્યારને,
એક મટુકીની બે મોહોર માગે છે કપટે કરી;
ખાલી કરીઓ ખજાનો છેક, માલ મતા હરી-મારા કરમ.
આ દુ:ખ નહી સેહેવાય, મરૂં વીષ ખાઈ હું;
શું કરૂં અરે હો હાય, નથી કાંઇ સુજતું- મારા કરમ

દાશી—અરે આમ તે શું અકળાય, બાઈ ખમારે ખમા;
મારા સમ છે મન મુંઝાય, બાઈ ખમારે ખમા. ટેક
પ્રીય કરોને કાંઇ ઉપાય ટળે તારૂં દુ:ખ આ,
મનમાં મસ રાખો હામ, બાઇ ખમારે ખમા.-અરે આમ,

કામસેના---કરી થાકી હું ક્રોડ ઉપાય, પણ નથી ફાવતું
મારા પોંહોચેલ છે મહીયારી કરે મારૂં રાયતું

લીલાવતી—(પડદામાં) સુંદર મહી વેચું મહીવેચું

કામસેના—ચમકીને
હાય પાછી એતો રાંડ આંય ભડકી નહી આવતી;
કેહેવા જાઉં તો કઇડવા ધાય. કહ્યું નથી માનતી.—મારા.

લી•—(પ્રવેશ કરી) સિદ્ધાચળ શિખરે દીવોરે—એ રાગ.
સાકર સરીખું સુખકારીરે, લ્યો મનમોહન દહીં મારૂં;
વેર ધારી વેરણ બળે મારીરે, લ્યો મનમોહન દહીં મારૂં.

સ•—(પ્રવેશ કરી) ભલે રાંડ રે'શે જખમારીરે, લાવો મૈયારી દહીં સારૂં;

તારૂં દહીં અતિ ગુણકારીરે, લાવો મૈયારી દહી સારૂં.
લી૦—આજે રહીશ રાત ત્યાં સારીરે, લ્યો મનમોહન મહી મારૂં;
સુ૦—સુણી ખુશી થયો વાણી તારીરે, લાવો મૈયારી દહીં સારૂં.

**કામસેના　　　ક્ષત્રીકલંકનો રાગ.**

જાઓ શેઠ નથી કાંઈ કામ, આવશો નહીં આંહી હવેરે;
નકટા થઇ નવ દેવો નામ, આવશો નહી આંહી હવેરે.
ભલે ભોગવો ભરવાડણ નાર,　　　આવશો૦
નથી કામ તમારૂં આ ઠાર;　　　આવશો૦
સુ૦—છાની છાની બેસ ગુણકા ગમાર, હવેથી હું તો નહી આવું રે;
ચુપ ચુપ રેહેને રાંડ નાદાર, હવેથી હું તો નહી આવું રે.
લી૦ હારી હારી રાંડ હવે તું કેમ, છુપાવ મુખ આજે તારૂંરે;
બને—બાહાદુરી જોને એમ, છુપાવ મુખ આજે તારૂંરે,
( સુમતીવિલાસને તેડીને જાય છે. )

## પ્રવેશ ૨૦ મો.

**સ્થળ**—માર્ગ.

**પાત્ર.**—લીલાવતી, સુમતીવિલાસ.

**લીલાવતી—　　　ચોપાઈ ત્રીતાળી**

સ્વામી સાથે મારી પધારો, આ સામો છે મ્હેલ અમારો;
કામ ક્રીડા કોડે કરશું, હશી વસીને સાથે ફરશું.
સુ૦—રસ્તો ચુક્યાં તમે મૈયારી, આ સામી છે હવેલી મારી.
લી૦—સ્વામીનાથ એ સાસરીયુ મારૂં, મારૂં લીલાવતી સારૂં;
કરી કપટ મેળવવા નાથ, અમે લીધો મૈયારીનો સાથ.
પ્રાણપતી હું સાચું કહું છું, જેવું થયું તેવું સત્ય લહું છું;
આપ પ્રીતમ પ્રાણ હમારા, ગ્રહ્યા ચોરીમાં હાથ તમારા.

**શુમતિ—　　　બનજારો.**

મેં વેસ્યા હવે વિસારી, સદ્દગુણી પ્રિયા સુખકારી
તું થઇ ભરવાડણ જાતે, દુઃખ સહ્યું ઘણું મુજ માટે.

હું થયો ઘણો ઉપકારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી.
સૌ તરછોડી ઘરબાર, થયો હતો ગુણિકા યાર;
તેં ટેવ મારી સુધારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી.
ધન્ય ધન્ય પ્યારી છે તુજને, કરી પ્રપંચ લાવી મુજને;
બહુ પ્રેમ બતાવી પ્યારી, સદ્‌ગુણી પ્રિયા સુખકારી.

---

## પ્રવેશ ૨૧ મો.

### સ્થળ—સદાફળની હવેલી

**પાત્ર**—સદાફળ, સેજલદે પછી સુમતીવિલાસ, લીલાવતી.

**સુમતિવિલાસ-(દયાળુદેવ, કૃપાળુ તું એ રાગ)**

સુણોને પીતા, પગે લાગું, ઝાઝો લાજી, માફી માગું;
કીધાં મેં બહુ, દુષ્ટ કામો, ક્ષમા તેની, મને આપો.
રહ્યો ગુણકા ઘર ઝાઝું, પાપી પુરો, ઘણો લાજું.
નમાન્યું મેં, વચન સારૂં, પાપી પુરો, ઘણો લાજું.
માફી દેમા, તું માહરી; વચન તારૂં, ન માન્યું જરી.
કીધો ગુણકા ઘર વાસો; રમ્યો જારી દીન રાતો.
મળી તારી, મને સારી; પતીવૃતા તે છે ભારી.
હવે લાજતો, આવે મને, ક્ષમા તેની આપો મને.

સુમતિવિલાસ— રાગ ભરથરીનો,

માતા પીતા સુણો માહરા, ક્ષમા માગું હું આજજી;
પાછળથી પસ્તાઉં છું, ઉપજે ઉરમાં લાજજી;
ક્ષમા આપો આપ મુજને

છોડીને ઘરબાર હું, રહ્યો ગુણીકાને ધામજી;
નિતિની રીતી તોડીને, કીધું મેં કુડું કામજી.
ક્ષમા આપો આપ મુજને..

રહ્યો વાર્યો નહીં માતનો, કર્યું ઉલટું અપમાનજી;
યાર થઈ ગુણકા તણો, ખોઈ બેઠો છું માનજી.
ક્ષમા આપો આપ મુજને.

પેસું પેઢીમાં શરમ આવે, દુઃખ દીલમાં થાયજી;
લુચ્ચો કહેશે લોકો મને, એ તે કેમ સેહેવાયજી.
ક્ષમા આપો આપ મુજને.
સદાફળ—થવાનું તે થઈ ગયું, શોચ કરશો નહી મનજી;
વિચારીને હવે ચાલજો, થશે દુર વિઘનજી;
છાના રહોને સુત માહરા;
સેજલદે—બહુ બુદ્ધિશાળી વહુ છે, ખરે અતિ ગુણવાનજી;
સાચવ્યું શીયળ સત્યથી, ધન્યછે તેને ધન્યજી;
સાચું કહું સુત તુજને.
બંન્ને—સંપી રેહેજો સુત આજથી, પ્રીતી રાખી અપારજી;
બાળ બચ્ચાં થજો ઘણાં, ઘણું જીવો નરનારજી.
ચાચું કહું સુત તુજને,
લીલા—ઉપકાર એ સૌ આપનો, તેથી થયું સિદ્ધ કાજજી;
સુમ—આશીશ ફળજો આપની..........................
બંન્ને—.......................આશા પુરશે જીનરાજજી.
સંપીને ચાલો હળીમળી.
(બધાં ભેગાં મળી ઇશ્વરસ્તુતી કરે છે.)

## રાગ કલ્યાણ.

શ્રી વિશ્વેશ્વરા, તમે ટાળી આપદા;
પાડ પ્રભુ આપનો, સૌ માનીએ સદા—ટેક.
જય વરદાયી સુખકર ન્યાયી, પાવન મય પરમેશ;
બાળક સમજી રક્ષણ કરજો, હાથ ગ્રહી હમેશ—શ્રી૦ ૧
વ્હેમ કલેશના બંધનમાંથી, મુકત કરોને જીનરાય;
કુતર્કના સૌ દોષ નિવારી, સત્વર થાજો સહાય.—શ્રી૦ ૨
સુમતિવીલાસ સુધાર્યો આપે, મ્હેર કરી મહારાજ.
અજબ લીલા દીસે આપની, અહો પ્રભુ જીનરાજ.શ્રી૦ ૩
સુધા રૂપ સદ્બુદ્ધિ વધારી, રક્ષણ કરજો સદાય.
દિવસ આજનો રૂડો લાગે, હર્ષ અતિ મનમાંય.

## જાહેરખબર *

સર્વે સજ્જનોને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ અમારી પાસેથી મળશે.

પ્રહલાદ ચરિત્ર નાટકનાં ગાયનો છપાય છે.....૦—૨—૦

ચંદ્રગુણાવળી નાટકનાં ગાયનો છપાય છે.......૦—૩—૦

શ્રીપાળચરીત્ર નાટકનાં ગાયનો છપાયછે ......૦—૩—૦

હરપાળચરીત્ર નાટકનાં ગાયનો..............૦—૨—૦

ધ્રુવચરીત્ર નાટકનાં ગાયનો.................૦—૨—૦

ઉપરની ચોપડીઓ રોકડી કીંમતે મળશે. પોસ્ટેજ જુદું

અમદાવાદ<br>શામળાની પોળ } **શા. પ્રેમચંદ વીરચંદ**

***************************

## વધામણી રે ભાઈ વધામણી.

ફક્ત એક આનાની કીમતની બુકો.

૧ વાંઢા વિલાપ, ૨ શીરાજનો કીમીઆગર ૩ રસીલી વાર્તા, ૪ સાસુ વહુની લડાઇ, ૫ ગપ્પીદાસની ગપ્પ, ૬ બાહાદુર બાયડી, ૭ બાસુદીપુરીનો ફારસ, ૮ મોતીશાનો ફારસ. ૯ સાડાત્રણ દોસ્ત, મુર્ખ ૧૦ મથુરભાઇ.

સાહેબજી પોસ્ટેજની ટીકીટ વધારે મોકલજો.

અમદાવાદ<br>ગુસાપારેખની પોળ } **શા. નાનાલાલ મગનલાલ** અમદાવાદ પુસ્તકપ્રચારકના મેનેજર.